શ્રી

# પ્રતાપી પ્રતાપ

## નાટકનાં ગાયનો.


રચનાર

ડાહ્યાભાઈ પુરૂષોત્તમ પટેલ.



શ્રી રતિકાન્ત નાટક કંપની

માટે

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા

રતિકાન્ત જેઠાલાલ વ્યાસ.

વીરમગામ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦





સંવત ૧૯૬૮. સને ૧૯૧૨.

કીંમત રૂ. ૦—૨—૦

# મુખ્ય પાત્રોનાં નામ.

## પુરૂષ પાત્રો.

હેમુ... ... ...પૈસા અને સત્તાના લોભે વટલાઇ ગયેલો એક વણીક શુરવીર લડવૈયો અને તાંતારના શાહ સિંકદરનો રાજનીતિ કુશળ મુખ્ય સેનાપતિ.

અનુપસિંહ... માબાપના પત્તા વિનાનો હેમુનો આશ્રિત એક યુવક શુરવીર લડવૈયો, કાન્તાનો સ્વામી અને રાજપુતોનો સેનાપતિ.

પ્રતાપસિંહ... રાણાનો પાટવી કુમાર.

ઉદયસિંહ... ... મેવાડનો રાણો.

રામાનુજ ... ...ધર્મસાધક સંન્યાસી.

બાંકેખાં... હેમુની છાવણીનો જમાદાર (રસીકાનો આશક)

બટાઉ ... ... ...છાવણીનો સીપાઈ (મહોબ્બતનો મફતીયો મજુર.)

# 

## સ્ત્રી પાત્રો.

કાન્તાકુમારી...... રાણાનાં સ્વર્ગવાસી પ્રધાનપુત્રી.
લતાકુમારી... ... ...કાન્તાની નાની બ્હેન.
ઈલાસુંદરી.........રાણાની સ્વદેશપ્રેમી પુત્રી.
રસીકા........... કાન્તાની સખી.

આ સિવાય દાનેશખાં, હોજુ, પહેરેગીરો, સીપાઇઓ, રાજપુતો, દીલારામ, વારાંગનાઓ, બાળાઓ વગેરે.

## સ્થળ.

મેવાડ અને તેની આજુબાજુનો પ્રદેશ.



શ્રી

# પ્રતાપી પ્રતાપ નાટકનો ટુંક સાર.

## અંક ૧ લો.

સુત્રધાર-નટી-બાળાઓ—મંગળાચરણ અને વસ્તુવિવેચન.

પ્રવેશ ૧ લો—તાતારના શાહ સિકંદરનો સૈનાધિશ હેમુ કે જે કેટલાક સમયથી ચીતોડ ઉપર ઘેરો ઘાલી પડ્યો છે તેને સંન્યાસી રામાનુજ આવી રાજપુતો ઉપરથી ઘેરો ઉઠાવવાને સમજાવે છે. મદોન્મત હેમુ તેને તુચ્છકારી કહાડે છે.

પ્રવેશ ૨ જો—પ્રધાનપુત્રી કાન્તાને નામાનુસાર ગુણધારી રસીકાએ બનાવવી. ઇલાને હેમુએ ઉઠાવી જવી.

પ્રવેશ ૩ જો—અનુપસિંહને કર્તવ્યબોધ આપી રાજપુતોના પક્ષમાં જવાને રામાનુજે ઉશ્કેરવો. અનુપે હેમુ પાસેથી હંમેશને માટે રજા માગતાં હેમુએ તેને કેદ કરવા હુકમ કરવો.વીર ચુડામણી અનુપનું સર્વની વચમાંથી સલામત નીકળી જવું.

પ્રવેશ ૪ થો—કાન્તા અનુપના સંસ્કારી પ્રેમનો ઉદય. કાન્તાની વાણીથી વિવાહીત પતિ પ્રતાપનું આવવું. ઉભયને પ્રેમલુબ્ધ જોઇ ક્રોધીત થવું. પ્રતાપની મૈત્રી માટે અનુપની યાચના, મેવાડ માટે આત્મ-સુખની આહુતી આપી આશાભંગ પ્રતાપે તેને મિત્ર તરીકે સ્વીકારવો.

પ્રવેશ ૫ મો— ઇલા પ્રત્યે હેમુની પ્રેમયાચના, વીરદુહીતા ઇલાની અડગતા અને સ્વામી રામાનુજનો મેવાડની સેવા માટે સાપની સોડ સહેવા તેને બોધ.

પ્રવેશ ૬ ઠો—હેમુની છાવણીમાં વેશ બદલી રસીકાનું આવવું અને બાંકેખાં તથા બટાઉને ફસાવી ચાલ્યા જવું.

પ્રવેશ ૭ મો—અનુપસિંહ કાન્તાની પ્રેમધુનમાં, પ્રતાપનું આવવું, મિત્રોનો દૈવી પ્રેમ.

પ્રવેશ ૮ મો—કાન્તા અને અનુપ. દીવાનાં પ્રેમીઓની ગાંડી ઘેલી પ્રેમ-મગ્ન લગ્ન.

પ્રવેશ ૯ મો—રાજપૂતો ઉપર દયા રાખવા હેમુને ઇલાની વીનવણી. હેમુનો અસ્વીકાર. લાગ મળતાં દાવ ઉપર સોગઠી મારવા ઇલાનો મક્કમ નિશ્ચય.

પ્રવેશ ૧૦ મો—બટાઉ, બાંકેખાં અને રસીકા. પ્યારની પરીક્ષા. છુપી ખાતમી મેળવી લઇ બંનેને બનાવી રસીકાએ જવું.

પ્રવેશ ૧૧ મો—કાન્તાનો લતા સાથે વાણીવિનોદ. અનુપનું આવવું અને યુદ્ધની વિદાય લઇ જવું.

પ્રવેશ ૧૨ મો—કરાલા દેવીના મંદીરમાં કૂળ રીવાજ પ્રમાણે આવેલા રાજપુતોને બાળાઓનો આશીર્વાદ. હેમુનો છાપો. અનુપને ઉડાવી લઈ જવો. લડાઇ. ટેબ્લો.

## અંક ૨ જો

પ્રવેશ ૧ લો—પકડાએલા અનુપને બચાવવા ઇલાની આજીજી બદલામાં હેમુની રતીભોગની માગણી, છંછેડાયેલી નાગણ ઇલા.

પ્રવેશ ૨ જો—હેમુનો દરબાર. કેદી અનુપ હેમુની સમજાવટ. રાજપૂતો સેવામાં મૃત્યુને કલ્યાણરૂપ માનનો અનુપ ભય અને લાલચની સામે. વીરબાળા ઇલાનો અનુપને બચાવવાનો પ્રયત્ન, નિરાશા નામનો ન્યાય અને જંગલીપણે અનુપને મારી નાંખવા હેમુનો હુકમ.

પ્રવેશ ૩ જો—પ્રતાની જયશ્રી પ્રત્યે પ્રેમયાચના, કાન્તાના પ્રેમથી નીરાશ થએલા પ્રતાપની સ્ત્રીજાતી પ્રત્યે ધીક્કારયુક્ત ભાવના, લતાની નાશીપાસી, કાન્તાનું સમયાનુસાર સુચન, લતાનો દૃઢ નિશ્ચય.

પ્રવેશ ૪ થો—બટાઉને અધર નાચની તાલીમ. શિક્ષકના માર અને ત્રાસથી બટાઉએ હમેશને માટે ઇશ્કની શાળા છોડી જવું અને રસીકાએ બાંકેખાંને છેવટનો બનાવવા દીલારામ નામની હીજુ હોડીવાળાની છોકરી સાથે ચોકઠું ગોઠવવું.

પ્રવેશ ૫ મો—હેમુના હાથે અનુપ મરાયાની લોકવાયકાથી સતી થ[illegible] કાન્તાને પ્રતાપે અટકાવવી. ભ્રમીત કાન્તાએ પ્રતાપને ધીક[illegible]

આપતાં પ્રતાપે સાહસીક થઇ આત્મઘાત કરવા તૈયાર થવું, પુરૂષ વેશે લલીતકુમાર નામધારી લતાએ આવી તેને અટકાવવો અને સમજાવીને અનુપસિંહને છોડાવવા લઇ જવો.

પ્રવેશ ૬ ઠો—પ્રતાપે પહેરેગીરને વિનવી જેલમાં દાખલ થવું અને પોતાનો વેશ પહેરાવી અનુપસિંહને નસાડવો. સુતેલા હેમુને મારવા છલાએ પ્રતાપને ઉશ્કેરવો. અધર્મને અટકાવવા યુક્તિથી છલાને વિદાય કરી પ્રતાપે હેમુને જગાડવો. હેમુની આજીજીથી પ્રતાપે હેમુને છોડી દેવો. હેમુએ સીપાઇ પાસે પ્રતાપને કેદ કરાવવો. છલાનું ત્યાં પુનઃ આવવું. હેમુને જીવતો તથા પ્રતાપને કેદ થએલો જોઇ છલાએ પ્રતાપને ધિક્કારવો. હેમુએ છલાને કેદ પકડવી અને પ્રતાપનું ખુન કરવા તૈયાર થવું. લલીતકુમારે આવી પ્રતાપને બચાવી તેને લઇ નાશી જવું.

પ્રવેશ ૭ મો—બાંકેખાંના ખાનગી ડેરાએ રસીકાની અધુરી રમતની પૂર્ણાહુતી.

પ્રવેશ ૮ મો—અનુપ કાન્તાનો મેળાપ. પ્રતાપ સંબંધી ખુલ્લાસો.

પ્રવેશ ૯ મો—દોડતા પ્રતાપ તથા લલિતકુમાર પાછળ સીપાઇઓનું આવી પહોંચવું, પ્રતાપને લલિતકુમારે વિદાય કરવો, અને પોતે પુલનું નાકું ઘેરી સીપાઇઓને અટકાવી ઉભા રહેવું, વીજળીના એક મોટા કડાકાથી પુલનું વચમાંથી ભાંગવું અને લલીતકુમારનું સલામત બચી જવું

ટેબ્લો.

---

## અંક ૩ જો.

પ્રવેશ ૧ લો—ઉન્માદિની કાન્તાનો પ્રતાપ માટે અફસોસ. ઘાયલ પ્રતાપનું આવવું અને બેભાન થઇ પડવું. હેમુની ચડાઇના સમાચાર આવવા અને અનુપે સામે જવા તૈયાર થવું.

પ્રવેશ ૨ જો—મનોરથમાં મહાલતો મહોબ્બતનો મજુર બાંકેખાં દીલારામની ધુનમાં. શાદીના સરઘસનું આવવું, ત્રિલોકમોહિની દીલારામના

દર્શનથી બાંકેખાંનો પશ્ચાત્તાપ અને બધાંની બનાવટ.

પ્રવેશ ૩ જો—ધાયલ પ્રતાપ શયનભુવનમાં પ્રેમપીડીત લતાની પુનઃ પ્રેમયાચના, પ્રતાપની અચળતા અને અનાદર. લતાએ હાથ પકડાવી પોતાની સાથે પરણવાનું યુક્તિથી પ્રતાપ પાસે વચન લેવું.

•

પ્રવેશ ૪ થો—ઇલાને ગરદન મારવા હેમુએ દાનેશખાંને હુકમ કરી જવું બાદ સ્વામી રામાનુજનું ત્યાં એકાએક નીકળી આવવું. દાનેશખાંની ધર્મભાવનાનો ઉદય. ઇલાનો બચાવ.

પ્રવેશ ૫ મો—પ્રતાપ અને પુરૂષ વેશમાં લલીતકુમારના નામે લતા. સ્વપ્નની વિચિત્ર અને ભેદભરી વાત. યુક્તિથી હાથ પકડાવી લતાનું જાહેર થવું. પ્રિતમ પ્રિયાનો પરમાનંદ.

પ્રવેશ ૬ ઠો—લડાઇ. અનુપ હેમનું દ્વંદ્વ યુદ્ધ, ઇલાના પ્રતાપથી અનુપનો વિજય. (સીનનો તખ્તેસમાત દરબારનો દેખાવ). હેમુને ક્ષમા, ઇલાનો સંસારત્યાગ, લાયકને લાયક ઇનામ, પ્રતાપ લતાનો હસ્ત-મેળાપ અને છેવટનો આનંદ.





श्री परमात्मने नमः

# પ્રતાપી પ્રતાપ નાટકનાં ગાયનો.

## ( મંગલાચરણં )

૧

સૂત્રધાર—નટી—બાળાઓ—

નાથ અનાથન તું, પ્રભુ, ભકતવત્સલા પ્રાણુ, શીશુ શીર ઝુકીઆ,
શરણે તારા, ચરણે તારા, દીન દયાળા, નોંધાર, આધાર, તું દયાળ,
રાખે બાંહ્ય ગ્રહ્યાની લાજ, પ્યારા પીતુ પાલનકારા— નાથ
રસદાયક રસરાજ કર રચના, કીરતાર કૃપાળ શરણાગતની લાજ
રાખજે, યાચીએ સ્તવીને વીનવી;
મતિ વિણુ કૃતિ ધારી, આશ એક હરી તારી ધારી;
કર નાટયની આ......................નાથ

બાળાઓ—વેદ ધર્મના વીર પૂજકનું હૃદય ધબકજોરે. હારેહાં હૃદય૦
સ[illegible]વાનું શુભ શોણીત રગ રગ વહેજોરે
રા[illegible]તાની ભૂમિ સુવર્ણ સમી જે કહેવાતી,
સ્મ[illegible]ન સમાન કરી મૂકી લુંટીને ભીખારી,
ઠેર ઠેર કંઈ ભૂખે મરતાં લાખો નરનારી,

મ્લેચ્છ સત્તાની એ બલીહારી જોઈ લેજો માની.
જોર આપણું રોવામાં રડી દો ગગન ગજવી,
ન્યાય આપશે ન્યાયી સત્તા સુણીને આ ધ્વની.

હેમુ—હું વિર મસ્તાનો છું જગનો મહા યોદ્ધા મહા શ્યાણો.
હું સિધો સાદો છું જેવો તેવો છું નટખટ પોકેલો.
મહા જંગીછું મહારંગીછું વાહ વાહ સીકંદર સંગીછું.
જે ચાહું મનમાં લહું પળમાં લહું તે કરમાં હું હા હા હા હા,
છળ છળ કલ કલ લટપટ ખટપટ જોડી મારી જગમાં ન
વાહ વાહ વાહ હું વિર,

૨

સખીઓ—હોજી શાણી શાને તું શરમાયે ?
જોબન તે આમ શું છુપાય કે ?
લટકથી, મટકથી ચટકથી ચાલો;
છબીલી જરા છટાથી.

કાન્તાકુમારી—હું ના સમજું બાળી ભોળી જાઓ છોડી લટકા
લટકાં હાં, મટકાં, ચટકાં, નખરાં કરતાં જાઓ,

સખીઓ—રંગીલી રસીલી, છબીલી જો આ,
વાડી ફાલી જોબનીઆની,

કાન્તા—લટપટ કરતી, ઝટપટ જાને છલબલ છોડી.

સખીઓ— વાહ વાહ વાહ–હોજી.

૩

કાન્તા—સખીઓ—

સખી મારો સાહ્યબો ચડે રણુ વેડલે વીરહાક વાગે રે લોલ,
ધ્રુજે ધરણીને ડોલે દશ દીશારે લોલ;

જ૧૯૨



ઘેરા ઘેરા શંખનાદ થાયને વાગે ઘમર ઘુઘરીરે લોલ.
બોલે દુંદભીને ગાજે ડંકારે લોલ
ન્હડું સાથ મારા નાથ શસ્ત્ર સજી ઘોડલેરે લોલ
મારે રણલીલા જોવા કોડ લ્યોજી સાથેરે લોલ,
ભીષણ રણે વિજન વને આવું હું તમ સાથ
યાહોમ કરી નિશ્ચય મને ઝુઝીશ મારા નાથ
આવતાં ઝાલીશ તિક્ષણ તીરને ઢાલે ઘાવ પાછા વાળુરે લોલ
ફુટે ઢાલ તો ઝીલીશ ઉરમાં દુશ્મન દાવનેરે લોલ
સાહુ સમશેર આજથી કોમળ કર કંકણ સ્થળે
ઘુમી રણ ચમકાવું જેમ વીજળી ઘન ઘેરે રમે,
ઝુલે ઝુલે મારા નાથની શમશેર તેમાં દેવી ભવાની હું આગે
કુમળીછું તોયે હું વીરબાળા, મારા કંકણોમાં પ્રલય–
ગીત ગાજેરે–( ૩ )–સખી.

૪

રામાનુજ—

શું સત્ય ધર્મ તે આએ
બ્રહ્મરસે ભીના ઋષીવરનો વેદ ધર્મ તે આએ–શું સત્ય ધર્મ૦
વશિષ્ટ વિશ્વામિત્ર વાલ્મિકી વેદવ્યાસ વળી પરાશરાદિ
શુદ્ધ સનાતન બ્રહ્મતેજથી ઝળહળે જ્યોત સદાયે
તે દીવ્ય ધર્મ તે આએ, પુણ્ય ધર્મ તે આએ–શું સત્ય ધર્મ૦
ભીષ્મ ભીમ અર્જુન કરણાદિ પ્રતાપી પૃથુને સમરસિંહજી
નામે અમર ઉછળેછે ઉર જ્યાં આર્ય તણાં ઉત્સાહે,
તે સત્ય ધર્મ તે આએ. અમ આર્ય ધર્મ તે આએ–શું સત્ય૦



નેપથ્યમાં અનુપ—અંતરના વિશ્વાસમાં ઇશ ન કરે નીરાશ
પ્રેમીનો પરમેશ છે, થા નવ લેશ ઉદાસ.

લીલાસુંદરી— ૫

દયા દીનની દીનબંધુ લાવી
અહો બાંહ્ય બુડતીના બેલી ઓ પ્રભુજી
કોઇ ન સગું સ્નેહી કોઇ ન બંધુ બ્હેની
મારે સૌ તુંહી— દયા દીનની.

ધરી શીર ખોળે હું બેઠીરે
બાનાની પત રાખજે પ્રભુજી
છો નોધાર આધાર, દીનાનાથ દયાળ
બચાવો દીન બાળ— દયા દીનની.

રામાનુજ— ૬

ડરવું શું વ્હેલું મોડું જો એક વેળ છે મરવું લખ્યું !
તો ધર્મસેવા કરી મરી કાં સ્વર્ગ માંહી ના જવું ?
કદી શબ્દથી કદી કર્મથી સુખ ના દીધું દુઃખ ના હર્યું
જન્મ્યું જીવ્યું કે ભોગવ્યું તે જાણુ સહુ ધૂળમાં ગયું.
હોય જે હરામી નફટ ને નકટા
મોટા થઇ ભૂલે ધર્મસેવના હાં
જોને દુકાળણુ જેવા દેદારે આંસુડાં ઢાળે
આવે દયા ન કાં— હોય જે૦

રસીકા— ૭

નજરીયાં યારને ખુબ મીલાઇ
બીન ગુન્હે બીન મોતે જલાઇ— નજરીયાં
અમરીત ઘુંટા જાન લે કેહકે
પીલાઇ ઝેરકી પીયાલી— નજરીયાં
દીલારામ જો નહી મીલા દીલકો કયા આરામ
જીનેસે મરના ભલા જીસ્સે હો બીશ્રામ
કીસે કહું મોરે કરમકી કહાનીરે
મીલે ન કોઇ સેહલાની— નજરીયાં

૮

રસીકા—અજી ચલીયેજી ચલીએ ગુમાની છેલા જરા આસ્તે કદમકો ઉઠાઇએ

આસ્તે કદમકો ઉઠાઇયે અજી જરા આસ્તે કદમકો ઉઠાઇયે—અજી
વારી વારી જાઉં તોપે લ્હેરી ઓ લાલા નેનાં કટારીસે ઘાયલ

બાંકેખાં—તેરે નખરેપે જી નીસાર જરાતો જાની ગલે લગા
રસીકા—જાયગી ઈજ્જત મોરી સૈયાં બૈયાં છોડો કોઇ દેખેગા
બટાઉ—રાજી મીયાં બીબી તો કાજી દેખેગા તો કયા હોવા
રસીકા—વાહ વાહ અક્કલ તુમારી

આંકેખાં—તોરી સુરતપે દુનિયાં સારી
કરદું કુરબાન માશુક મેરી મતવાલી— અજી

અનુપ— ૯

આતુર મન ઉમંગ આવે
આવે.................મૃગ નયની
મધુર મોહની રસીક હૃદયની આતુર
અહો થયું જીવીત ધન્ય જાણું
તન મન લેતાં જો પ્રીય આવે આતુર

૧૦

અનુપસિંહ—ધન્યરે મિત્રતા ભાઇ તારી ધન્યરે
આત્મભોગનું ઉજ્જવલ દષ્ટાંત
જગની સન્મુખ ધરીયું પુરૂં ધન્યરે
પ્રતાપ—દેશયજ્ઞમાં જીવનની દીક્ષા
લઇને બેઠો તો કોણ કાન્તા ધન્યરે

કાન્તા— ૧૧

કાલો થઇ વ્હાલે મુને રે ભરમાવી
વસીયો હૈયામાં રસીયો શ્યામરે
સૈયર એ વીણ જરી નીંદ ન આવેરે કાલો
નયન મીચું તો ભાસે મન મહીં મોહન
નયન ખોલું તો ઠામે ઠામરે સૈયર એ
દેખું દર્પણ તો પોતે હું બનું પ્રિતમ
સુઉં તો સલુણો સોડે ભરાયરે સૈયર એ

---

નેપથ્યમાં અનુપ—પ્રેમી જનની જ્ઞાતમાં, ઘણાંક ઘેલાં હોય
વણ તેડે વણ નોતર્યે જમવાની તક જોય

૧૨

તા—જાઓ જાઓ મતલબના ગરજીલા
મોમીઠા મોહનજી તમ સાથે નહીં બોલું હું
દુર રે'જો ના અડશો નહીંતો સુણશો કાંઇ મોંની મીઠી ગાળ જો—જાઓ
અનુપ—માનો માનો માનોજી માનો
સલુણી સોગન મારા છે માનો

હાથ જોડું કહો પાય પડું કહો
માનો તો પદરજ શીર ધરૂં હો          માનો

૧૩

કાન્તા—વાહરે વાહ મ્હારા મદઘેલા મોહન ?
અનુપ—હાં રે હાં શાણી સીતાને ધન્ય ધન્ય ?
કાન્તા—ડોલાવી ડગુમગુ નાજુક ડોકને
આવોજી આવો આલીંગું અલબેલા
અનુપ—આવ્યોજી આવ્યો ભેટી લ્યોને બાળા
કાન્તા—જાઓ, જાઓ, જાઓ બનાવ્યા રાજ—વાહરે વાહ
અનુપ—પ્રેમ ત્યાં નહીં નેમ છે નેમ ત્યાં નહીં પ્રેમ
રવી રજની એક સાથમાં કહો ઊગશે કેમ—          વાહરે વાહ

બાળાઓ—          ૧૪

મંગળ દિન ધન્ય આજનોરે
સજની સાજન મલ્યાં સાધી અભેદ—          મંગળ
પતિ મન દેવીને દેવી દીક્ષ પ્રભુ
દંપતિ ધર્મનો સાર
સંસાર સ્હેજે સ્વર્ગ બને જો
ધર્મ આ સદાય સધાય          મંગળ

રસીકા—          ૧૫

સાવરીયા તોરી લગનમેં (૨)
લોક મુવે બદનામ કરતહે
કહે તેરા લુંટારે હાં જોબન તેરા લુંટારે—સાવરીયા
બાટે ઘાટે મોહે રોજ સતાતે
કહે તેરા લુંટારે—જોબન તેરા લુંટારે—સાવરીયા
જીયા હમારા જાયગા બિરહસેં તોરી કસમ
ફીર કીસ જીકી ખાયગા બાલમ તુંમ જુઠી કસમ
ચસ્મો ફૈયાજસે કુચ્છ હમકો દશારા હોવે
નામ હો આપકા ઓર કામ હમારા હોવે—સાવરીયા

૧૬

લતા—છે અજબ પ્રેમનો રંગ.
છે અજબ પ્રેમનો સંગ.

ચડયો તે ચડયો પછી ન ઉતરે થાય નહિ પાંખો
પાકો રંગ પલટે નહિ પટનો ધોઇ ધોઇ થાકો
છે અજબ પ્રેમનો પાસ
છે અજબ પ્રેમ વિલાસ
કાયરમાં પણુ ભરનારો છે અજબ પ્રેમ ઉત્સાહ
વહે પ્રેમીના હ્રદય વિના નહિ નિર્મળ પ્રેમ પ્રવાહ
છે અજબ પ્રેમ શકિત
છે અજબ પ્રેમ ભકિત.

૧૭

કાન્તા—રણુ ઘેલડા રણે સંચરોરે અધીરી ઘોડલી થનથને
હાંસી કરી સખી મેણાં ન મારે શત્રુથી સામા રહી લડજોરે–અધીરી
હું ઘેર રહીને ગુંથીશ બખ્તર સાંકળી શાણા ન ડરજોરે–અધીરી
ઝુઝજો રણે શીરતાજ, તજી મુજ યાદ, રસીલા રાજ,
અનુપ—સુંદરી સફળ અવતાર, કરવા કાજ, અવસર આજ,
કાન્તા—પધારો ભલે ભરથાર, જૂવે રણુ વાટ, વગાડો હાક,
અનુપ—રમણી હ્રદય આધાર, મળીશું જો, લખેલું ભાગ્ય.
રામ
કાન્તા—રામ
અનુપ—છે રામ રામ

૧૮

સર્વ—જય જય દેવી ઇશ્વરી શીશ ખોળે તુજ માત,
ઉગારજે કે મારજે અમો તો નીમીત માત્ર.
બાળાઓ—વિજય વિજય વરતાવી વ્હાલા વીર વ્હેલા આવજો.
શીશ કપાતાં ધડ લડવાં એ જાતી તમ ઉર લાવજો.
રાજપુતો—પરાપુર્વથી રહ્યા સમયને વળગી સાચા સ્નેહથી
અનુપ—સ્વધર્મ સેવા ક્ષત્રી વીરો પ્રાણુ જતાં ચૂક્યા નથી
રાજપુતો—ના ભુલે ક્ષત્રી જાત,
બાળાઓ—ફતેહ કરો ભલી ભાત,
રંક બેલી જુગદીશ સાહ્ય જુલમી તો જખ મારશેજો–વિજય૦
અનુપ—કુળદીપક સદભાગી કો દેશદીપક દેવાંશ,
જગદીપક જગદીશનો, કોઇ અલભ્યજ અંશ–વિજય

## અંક ૨ જો.



**લતા**— ૧૯

ઝુલે મારા જોબનનો બાગ બલીહાર.
આવ મારા બુલબુલ લાલ લટકાળ આવ. ઝુલે
ખીલી કળી જો ફુલી ફાલી છે પાંખડી,
લચકાઇ કમરજો નાચે આંખડીને છાતડી
પલ જાયે પછી થાયે પસ્તાવો પ્રિય પ્યારે.

૨૦

**લતા**—નાથ નગીનારે ના છેક નમેરા થઇએ
શ્યામ સલુણારે જીવ સાટે વ્હાતું વ્હાઇએ- નાથ
**પ્રતાપ**—છલકે નાળાં સેહજ માંરે, સાગર ના ઉભરાય કદી રે
**લતા**—ચંદ્ર ઉછાળે નાથ પલકમાં ( ૨ )
પ્રેમે પ્રભુનેરે જીતી વશ કરતો જગ જાણે નાથ
**પ્રતાપ**—સમજે શાણું શાનમાં રે હઠ મુકીરે માનમાં રે
**લતા**—શીર સાટે છે સ્નેહ સલુણા ( ૨ )
જાય જુવાની રે કળી આ કોમળ ભેટો ભાવે નાથ

૨૧

**લતા**—દીલ લગાવી કયાં જશો ઓ દીલબર હાં જશો કયાં દીલબર
**પ્રતાપ**—તું થઇ દીવાની પ્રેમની, હઠ કરતી ઘેલી શીદની
**લતા**—તરશી ચાતકડી સ્વાતિની, ઓ દીલબર હાં જશો કયાં
**પ્રતાપ**—તજી લાજ બાળ આ શું કરે છે શરમ દુરથા અરે
**લતા**—સાગર તજી જાયે કયાં નદી ઓ દીલદાર હાં જશો કયાં
**નેપથ્યમાં કાન્તા**—પ્રેમ અમૃત સરસ રસ પણ ભય વડે વિષ થાયછે
જો પ્રેમ સાચો પ્રેમીનો તો જીવ જતાંએ વ્હાય છે.

**રસીકા સખીઓ**— ૨૨

આવો મસ્તાના દેશ દીવાનાં માના આંગણે આજ,

કરી ઘોર ગર્જના વિજય વિજય માનો ગજાવીએ ( ૨ )—આવ
માતા મુર્ખ કે ગરીબ દુર્બળ હોયજો કદી આપણી,
પરમાત સુંદર ધનવતી જોઇ હાંકી ન મુકીએ કદી;
ભાગી તુટી ઝુંપડી મહીં માની મીઠી લુખી રોટલી
પર મહેલનાં મેવા મીઠાઇ ન ભૂખ ભાંગે રોજની— કરી ઘોર

૨૩

**રસીકા**—ચલો મીયાં લટક મટક હાં ચટકસે પાઉં ઉઠાવો
મીયાં તુમ અધર ચલો જમીપે પાઉં ન ધરો
પાઉં ઉઠાવો લબ્બે ચોડે હાર સીનેપે ધરો
દુસરા હાથ રખોજી શીરપે કમર ટેડી તુમ કરો ચલો
**બટાઉ**—એસા નાચ સીખાને વાલી અમ્મા મેરી મરો
**બાંકેખાં**—ચખો ઇશ્કકી મઝા મીયાં તુમ બટાઉજી મત ડરો—ચલો

**કાન્તા**— ૨૪

મારો મોહન કોઇ મીલાવો રે ( ૨ )
જીવ જોઇએ તો લે, દ્રવ્ય ગમે તો લે
મોએ માગેલું લે, પણ વાલમ દે મારો
ઓ પંખી તરૂ પત્ર સૌ વિચરો વ્હાલમ જ્યાં વસે
સમજાવો કંઈ સાનમાં દાસી તમારી રડે
જરા કેહતાં આવે નામ સુણતાં આવે
દોડી દોડી આવે ઉડી ઉડી આવે
**નેપથ્યમાં લતા**—પામર જન પાષાણ પાતકને ગ્રહે છે
સંસાર સીંધુ તરૂ વ્યર્થ ચિંતે ચહે છે

૨૫

**લતા**—ચાલો જઇને સંકટ સહીને દુશ્મન દમીને
**પ્રતાપ**—અહા વીર હાક વગાડીએ
**લતા**—કળબળ પવનથી ચવન તણું
**પ્રતાપ**—એ વાદળું વીખેરીએ
**લતા**—શીર સાટે કાજ કરી આજ તો
**જયશ્રી**—વીર ટેક ગજાવીએ

લતા—તીર બાળ અનુપને છોડાવીએ
પ્રતાપ—વિજય વિજય વરતાવીએ- ચાલો

અનુપ— ૨૬

ચાકે ચઢી પડનાર દશાથીરે નરનાર
છે ના કોઈ બચ્યું બચનાર
સદા નહિ નભનાર દશા જે ચાહે તે કરનાર,
દીઠી આજ તે નહિ કાલ.. ........... દશાથીરે
ભમર વિચારે કમળમાં પ્રાતઃ સમે સુખ થાય,
કમળવૃંદ વિધિ લેખથી હીમ પડી જલી જાય–છે ના
મેં'માન રહી ઘડી ચારનો શશી અસ્તાચલ જાય
આ રવી પાદ કુસુંબી શું ઉગતા અહીં જણાય–છે ના

બાંકેખાં—કોરસ— ૨૭

દીલદાર મીલી મુરાદ ફલી ગભરૂ ગોરી બસ બેડા પાર (૨)
અબ શાદી રચુંગા બ્યાહ કરૂંગા મજાહ કરૂંગા જોબન
લુંટુંગા ઘોડે ચડુંગા નોશાહ બનુંગા વાહ વાહજી વાહ વાહ
ગાડી જોડાઉ સાથ બીઠાઉ આર કેહલાઉ બડે જાવ મહેરબાન

કાન્તા— ૨૮

ઓ પીયુ આવો આવી બચાવો ન શાણા સતવેરે,
આવોજી આવો ના તરસાવો બળતી બચાવોરે–ઓ પીયુ
આ તન કુંડ રચી મહીં ઈંધન અસ્થિ તણાં પતિ ધ્યાન ધરૂં છું;
મધ્યધરી વિરહાનળ આપળ અશ્રુતણી ધૃત ધાર કરૂંછું;
હું સુખ આહુતિ આપી હુતાશન ધીરજ શ્રીફળ ધારી રહીછું
રે પ્રિય રે પ્રિય રે પ્રિય રે પ્રિય મંત્ર નીરંતર જાપ જપુંછું.
હાં અરે હાં અરે હાં. ................ઓ પીયુ.



## અંક ૩ જો



અનુપ—                    ૨૯

જગમાં મિત્ર ખરે અમુલખ છે,
ત્રીવિધ તાપ ટાળે સદાય—                    મિત્ર
માત તાત કે પાસ પ્રિયાની વાત ન થાય જે જરી જરી
મિત્રને તે કહેવાયે સહી
વાત વિસામો હૃદય કરાર
સુખ દુઃખ વાત કોને કહેવાય, મિત્ર વિનાય, મરવું
મુંઝાઇ, હૃદયભાર, હલકો થાય—              જગમાં

૩૦

**બાંકેખાં**—હાય દગા અબ જાઉં કહાં મુહ દીખાઉં કીસ તરાહ
**બટાઉ**—મઝા! ઇશ્કકી યે મીયાં બુલંદ નસીબપે વારીયાં
**હીજુ**—અલ્લાહ સલામત આપકી હરદમ રખે યે જોડીયાં
**દીલારામ**—લેલી મેં તોડી પીયાડે મોસે તું મેલા મજનું મીયાં
**બાંકેખાં**—કાટું તોરી જબાન
**દીલારામ**—માલના મેં તોડી જાન
**બાંકેખાં**—લે લે જાન
**સર્વ**—વાહરે જાન
**બાંકેખાં**—હાયરે જાન
યે બલાકે બદન કીસ તરહ લપટાવું કહો
**દીલારામ**—નખલા મેલા ડેખો શીર જી આય વો કહો
**સર્વ**—વાહ નાજોભરા લટકા કીસી નસીબ કહો
**બાંકેખાં**—અબ શર પટક મર જાઉં જબાં કાટ કહો બાતર્લંત-હાય

લતા                    ૩૧

પીયુ જાગી જુઓ વીતી ગઇ મધ્ય રાત
વીજ ઝબુકે મોરલો ટહુકે

વરસે વળી વરસાદ— પીયુ જાગો
ચોમેર અંધકાર વીતે ન કાળ રાત
બ્હીતી બાથ ભરીને બચાવો
નાથ સુવાડી સાથ— પીયુ જાગી

૩૨

લતા—આપ્યું વચન તો નીભાવજોરે નાથજી મોહન મનાવું કરને ગ્રહી
ભુલી જાશોરે ડહાપણુ હો રાજવી આપ્યું
પ્રતાપ—ગોરી તજ ગુમાનને કદી ન ઝાલું હાથ
જો ઝાલું તો જીવથી ગણીશ જ્યાદે બાળ
લતા—જીતું હું છળ બળ કળથી
પ્રતાપ—જોઇશ ચાલાકી તારી વાહ વાહ વાહ
લતા—પધારો પધારો પધારોજી પ્રાણુ આપ્યું

ઇલા— ૩૩

પ્રભુ તુહી તુહી મન રટને
જગ ખટપટ તજી હરપળ ભજ
નાથ નીરંજનને— પ્રભુ તુહી
પંખી મેળો ઝાડે મળીઓ
મોહન મત ધરને
જ્ઞાન ધ્યાનને સતસંગેથી
પ્રભુ સમજ કરને— પ્રભુ તુહી

ઇલા— ૩૪

છોડો મમતા મન ભમરા છે ના સાર જગમાં
સાર જગમાં ના મનવા સાર જગમાં છોડો
વિશ્વ વિકટ વન વગડે પામર પંખી મન મુંઝાયે
મૃત્યુ વિશ્રાંતિની વાટ જગમાં— છોડો
જીવન પુષ્પની જગ બાગે પ્રફુલ્લતા ક્ષણુમાં કરમાયે
જનમ્યું તે સહુ છે જાનાર જગમાં છો૦
નેપથ્યમાં લતા—હંસ ગયો સરવર વિશે દીઠું અમૃત સાર
પીધા વિણુ પાછો વળ્યો કોણુ બુઝાવે લાહ્ય

લતા—એક સમે સુતો હું જ્યારે શયનભુવને પલંગ મહીં
વિચિત્ર સ્વપ્નું આવ્યું ત્યારે મધ્ય રાતે મુને એક તહીં
* * *

મોહિની રૂપ ધરી ભોળાને ભરમાવ્યાતા જે રૂપે
તે રૂપથી અદકી સુંદરી આવીને સુતી મુજ સોડે
* * *

કંઇ કંઇ મધુરી વાતો કરીને દીલ મુજ જીત્યું ક્ષણની મહીં
બોલી વ્હાલી જાઉં છું જુવો વ્હાણું વાતે ગયું વહી
* * *

કહ્યું મેં ત્યારે અમૃત પ્યાલો ધરી હોઠ સુધી દીલદાર
વીખ વીરહનું પાવા વ્હાલી કાં થઇ તું હવે તૈયાર
* * *

હાથ મુજ તરછોડી નાંખી ચાલી ત્યાંથી ઘરની બહાર
હું પણ પાછળ ગયો અને આવ્યો દરીયો અટકી તે નાર
* * *

દુર દીવાના પ્રેમી રેહજે બોલી બાળા પડી દરીયે
હું પણ પાછળ પડી મરવા તૈયાર થયો તવ તે ઘડીએ
* * *

દીનાનાથ નામે એક જોશી આવ્યો સોગન દઇ બોલ્યો
ના પડ મળશે પ્યારી પાછી કહું હું તુજને એક રસ્તો

૩૫

લતા—જાઓ જાઓ છેલા છેડાના છોના ભોળી ભાળી ના ભમાવો
પ્રતાપ—શાણી સુંદરી શાને શરમાવો જાઓ–જાઓ
જોબન ગુલાબની મીઠી મઝા જે સુંઘી તે સાર લ્યો લાવો–જાઓ
લ[illegible] જોબન શુને લ્હાવા શા સમજું ના બાળી ભોળી
પ્ર[illegible]પ—સમજોછો કે ના તે આ સમજાવે કીકી કાળી
લતા—કીકીમાં એવું શું જોયું

પ્રતાપ—છલબલીયા કંઇ નાચે
નાચી નાચી અંતર ઉંડું અલબેલી તુજ ભાખે
લતા—શું ભાખે સમજાવો શાણા તો હું સાચું માનું
પ્રતાપ—સમજાવે એ મદન છબીલો આવી છાનું માનું-જાઓ

૩૬

લતા—લ્યોજી કેવા ભમાવ્યા ભોળીયા રાજ
વાતે વશ કીધા રસીલા રાજ- લ્યોજી
મારા મનડાના મોર
બોલ ટુહુટુહુ બોલ
છાતી ગજ ગજ મારી ફુલાય- લ્યોજી
પ્રતાપ—નાચું નચાવે તેમ તારૂણી તુંથી
લતા—ઉર સાથ ભીડીને બાથ
પ્રતાપ—અરે વાહ વાહ
લતા—ઉર સાથ ભીડીને બાથ- મારા

૩૭

રાજપુતો—પાપી પર થાવો ન રાણા કૃપાળ
હેમુ—પલપલ ચરચર તન બળે ઝટપટ કરો ઠાર- પાપી
મમતે મરે મુરખ મથી હરિ કરે તે થાય છે
વીતી તવ હવે સમજ પડી- પલપલ
અનુપ—વેરે ડસેલાં માનવી હડકાઇ સેજે જાય છે
ભાન ન રહે ડસ ડસી

સર્વ— ૩૮

પદ પ્રણમતી ભગવતી જય દેવી સ્વરૂપ સગુણ
સતી શીરોમણી સત્ય ચીંતામણી મંગળ મુર્તી અનુપ- પદ
ધન્ય સુંદરી, જીવન તુચ્છ ગણી, હાં દેશની દાઝ ધરી;
સ્વદેશ પ્રેમીની વારી બલિહારી પડીએ ચરણુમાં,
મ હા દે વી ના......................ધન્ય સુંદરી. +

નાચનારીઓ—તીરકટ તકધે ધીન્ના ધાગીન્ના ધાધાધા તુન્ના

ધાગીના ધાધાત્રા તુન્ના ( ૨ )—તીરકટ—

ધાકીટ તક ધુમ કીટ તક ધીત્તા આ આ સુખરંગ

કડાન કડાન ધાધાધા ( ૩ ) તીરકટ તકધે—

રામાનુજ—જય આર્ય ધર્મનો જય

જય ધર્મ બંધુઓનો જય

સર્વ પાત્રો—જય આર્ય ધર્મનો જય

જય આર્ય બંધુઓનો જય.



